સાલ મુબારક



# બુઝર્ગ

# બેહરામ યઝદ

# મુઝરેગ બહેરાંમ યઝદ
# આતશ પાદશાહની
# સીફતમાં

## 'મોના જાત'

આવૃત્તિ પહેલી

ઈ. સ. ૧૯૨૪.          ય. ઝ. ૧૨૯૪.

રચનાર—ધ. બ. વા.

# ખુલાસો.

---

હિંદુસ્તાન હમદીનો

[illegible] શ્રી સુરતના મરહુમ શેઠ દાદાભાઇ નોશેરવાનજી મોદીના શેહનસાહી આતસબેહરામ સાહેબની પાદશાહી સ્થાપવાને એકસો વરસ પુરા થયાની યાદમાં મારા તરફનો એક કમત્રીન ફુલો પાદશાહના હેશાનમાં ટુંકી 'મોનાજાત' રચીને હમકોમ સમક્ષ રજુ કરૂં છું.

ઈ. સ. ૧૮૨૪ના સાલમાં એ પાક મકાન બાંધવાની શરૂઆત થઈ તે અઈયામમ કેટલી અને કેવી

મોતેબરી વચ્ચે એ કુબલાને બરપા કરવામાં આવ્યા હતા, તેનો વાસ્તવિક હેવાલ પરવરદેગારનું ચહાવું હશે તો થોડા વખતમાં હું બહાર પાડીશ કે જે તે વેલાના હસ્તલેખો ઉપરથી રચવામાં આવ્યો છે, અને જ્યારે મેહેરબાન હમદીનોના જોવામાં આવશે ત્યારે તેની મોતેબરીનો ખ્યાલ ઉપજાવી શકાશે.

એ પવીત્ર મકાનની બુલંદી જોતાં આપણી સખાવતજુદ જ થોસ્તી કામે પોતા તરફનો કેટલોક ફાળો મકાનના લાભ અર્થે અર્પણ કર્યો છે, પણ ચાલુ જમાનાની

સઘલી તરેહના મોત્રવારીના વખ-
તમાં પાદશાહની બહેતરી માટે તે
પુરતો નહી ગણાય સખીદસ્તના
મેહેરબાનો આ પવીત્ર મકાનની
નવેસરની મરામત જોતાં અને પાક
આતશ પાદશાહ તરફનાં પુરતા એ
તેકાદ ને માનની નજરથી તેના
ભકિતભાવ ઉપર સમપુર્ણ આસ્થા
ધરાવતાં પોતાની યથા શકતિ
મુજબ સાચ્ચા દીલના જરથોસ્તીઓ
એ પવીત્ર નેક કામમાં પોતાથી બને
એટલો ફાલો આપવાને એક ફરજ
વીચારશે. આપણે જોઈ શકીએ
છીએ જે પારસી કોમને માથે જે

એક મોટી જંજાલ ઉઠાવવી પડતી હોય, તો તેનું એક નામ 'સખાવત' છે. ચાલુ વર્તણુમાં કેટલુ બીકટ પણ સવાબી! ત્યારે જેમ એક વ્હેતો ઝરો અટકતો નથી, તેમ પારસી સખાવતનું પ્રમાણ તો દર સાલે વધતા પ્રકારનોજ સરવાલો દેખાડે છે કે ત્યારે બે ઘડી પરવરના શુક્રાના સાથ મોટા જીગરની એક નહાની કોમને માટે આફ્રીન પોકારીયા વગર રહેવાતું નથી.

મજદીયસની દીનની મોતેબરી પવીત્ર આતશના બંધારણથી પાક હોરમજદની અશોઇને પહોંચી શકે

છે. તે દીનદારોની આબાદીમાં વધારો થઈ સખાવતનું સવાબ હાસલ થાય એવું ઈચ્છી યથ જમીઆદ યથા આફ્રીનામી.

લા० ધ.બ.વા.



શ્રી

# સુરતનાં શેહનશાહી આતશબહેરામ સાહેબનાં

---

## એકસોમાં વર્ષની

યાદમાં

## મારા તરફનો એક અદના ફાલો.

રચનાર—

## ધ. બ. વાડીઆ.

---

ય. ઝ. સને ૧૨૯૪.

ઈ. સ. સને ૧૯૨૪.

## યસ્નેના ૩૧ માહા, માંથી

### ફકરો ૮ મો.

નેમો વે આતર્શ અપઓનીસ

અતથ્વા મેનગહી પઓઉરવીમ

મજદા યેઝીમ સ્તોઇ મેંનધહા

વંધેહેઉશ પતરેમ મેનંધહો,

હયત થ્વા

હેમ ચશ્મઇની હેનગ્રબેમ,

તા-મજદા મઇન્યુ ઉક્ષ્યો.

# ગુજરાતી અર્થ.



"નમાજ તમોને ઓ પવીત્ર આતશ
તુને ગણ્યો છે-સર્વથી પહેલો,

ઓ, હોરમજદ પાક મનશાનીથી
હંમેશ પુજવા-લાયેક

ઓ ભલા મનનાં પીતા,

મેં તુને મારી આંખમાં રાખ્યો છે,

તેઓને ઓ હોરમજદ તૂ આબાદ કરે છે."

# ગુર્ઝોર્ગ બહેરામ યઝદ,

તથા

# આતશની સીફત.

## મોનાંજાત

(૧)

બહેરામ યઝદ-પીરોજગર પાક,
નમું છું હું તમને-એક અદના ખાક.
યઝદી મથકનું-પવીત્ર હાંમ,
બુલંદ મરતબાનુ-આતશ બહેરામ
ફતેહ પીરોજગરી-આપનાર તમે,
કુલ બસ્તે કુસ્તીયાંનં-તમને નમે.
તનની તનદરોસ્તી-મનની મોરાદ,
માંગે તમો પાસ-નોશેરવાંન આદેલની
ઓલાદ.

શાહોનો શાહ—તું આદેલ પાદશાહ,
આ ધરતીપર રોશની છે-તહારી જીયાદા
યઝદો અમશાસપંદનું—રોશન મકાન,
મઝદાની ખુબીનું આપે છે ત્યાં ભાંન.
ફરેસ્તા વસે છે—તે દરમીયાંન,
તહારી પાસબાની કરે છે-નેક આશ્રવાંન
કાયમની રોશનીથી—દિપતો જણાય
રાત અને દીવસનાં—ભણતર ભણાય.
જ્યાં અર્ધરાત મધરાતની ક્રીયાઓ થાય
ને પાંચો ગેહની પવીત્ર બોય દેવાય.
તને માથ્રવાણીનાં—શરોદો ગવાય,
પાક સરોશ યઝદથી—તપાસ જણવાય.
દાવર મેહર યઝદથી—ઈનસાફ અપાય,
અશો અરદાએ વિરાફનું-રૂહ પરખાય.

નહારા તાજ ને તખ્તની-સંભાલ લેવાય
અરદીબેહસ્ત અમશાસ્પંદ-તેનો
વડો ગણાય.
તેની રથેશ્તારીમાં જયાં-સર નમાય,
હર પાંચો ગેહનો-વખત બદલાય.
જયાં પવીત્ર ઘાંટોના-નાંદ વગરાય,
તે ભણતરના સરોદોથી-અશોંઈ પંથરાય
બુલંદી ભરેલા તે કાંમો-કહેવાય,
અને પરવરને બારે-તે સઘલાં સંભલાય.

( ૨ )

નમુ તમને અએ પાક-પવીત્ર આતશ,
નમસ્કાર કરીને પહું સેતાયશ.
કુસ્તી પખોડતાં કરૂં હારેમં-દનો નાસ,
ગિરેબાન પકડતાં લાવું-અશોઇનો ભાસ

આતશ પુથ્ર અહુરેમઝદાઓ,
તારી સુંદર શક્તીઓ-મહારાપર લાઓ
જેની બરખતથી દેવદરૂજી-દકે થાઓ
વ્હોઉ મનની બક્ષેશથી અશો
બનાઓ.
મારૂં ખોરેહ સદા-જીયાદા થાઓ,
પવીત્ર શકતીઓ મારામાં ભેલાઓ,
રઈયોમંદ-નુરંમદ-ઓહરેમંદ છે તૂં,
ફતેહમંદ બનાવે-જે હોય અશોનું.
નથી નહાંનાકે મોટાં-એક સરખાં જણ,
બખશેશનો કરનાંર-દરેક તારે મન.
**બુલંદ તારી શકતી બુલંદ**
**તહારા કામ**
**બુલંદ તહારી ભકતી-બુલંદ**
**તહારા નામ**

( ૩ )

પાક સ્પીતમાંન-અશો અહુ પરસ્ત,

મઝદીયરની દીન લાવવા-પહોંચ્યો
તેનો દસ્ત.
મજદાથી મેલવેલી-જરથોસ્તી દીન,
યઝદી મથકે પહોંચીને-થયો તે લીન.
તે પરવરની પનાહમાં-પુગીયો જઈ
ને માંગી અહુર પાસે-રહેનુમાહી.
પાક શરોસની મદદે-દાખલ થયો.
નમસ્કાર કરીને-ઉભો રહયો.
ગેબી ખોરેહનાં-દાદગર દાવરને,
ફરમાવ્યું છે સર-જરથોસ્ત પેગંમબરે.
સરફરાજીમાં કીધી જરથોસ્તને સલામ,
પાકમાંથવાણીનો-અવસ્તાઈ કલામ.
સ્પીતમાન બોલીયા-યઝદાં પનાહ
બાદ,
અહુરમજદનો વાલેલો-ગેબી સહાય.
ભેદી શકતીથી-તે ગરીબન નવાજ
દેરજીવશાદબાદ સંભલાયો અવાજ
ભલી દીનને માટે પુછીયું શેતાબ,

ઓ નુરમંદ હોરમજદ કહો મને બેતાબ
કે મઝદની દીનનો જાહેર એકરાર
નો હાંડમંદ દુન્યામાં સાથી આધાર.
દાદાર અહુરમજદે-વાલીઓ જવાબ,
ઓ જરથોસ્ત તું જાણ કે તે છે
**રોશન ચેરાગ.**

( ૪ )

આતશની રોશની-સમજાવ 'તુ'
તે રોશની આગળ હાજર છું 'હું'
એજમતી શકતીના-બતલાવ ભરમ
અવસ્તાઈ બંદગી તું સમજાવ હરદમ
ને ફેલાવતું જગમાં **મઝદીયશ્ની**
**ધરમ.**

જે અશોઇથી ભરેલો અમર્ગ કહેવાય,
સચ્ચાઇથી પુરો તે સરસ મનાય.

મારા યઝદો અમશાસપંદો છે હરેક,
પણ સર્વમાં અરદીબેહસ્તને ગણ્યો
છે શ્રેષ્ટ.

રાખસ ને રેહવસ આતશની* સાથ
અરદીબેહસ્ત અમશાસપંદ પીરોજ-
ગર પાક.

જે જાલવણી કરશે જરથોસ્તી ઘેરબાર
અરદીબેહસ્તપર રાખશે જો પુરતો
એતબાર.

તો તારણ થાશે તેણું હમેશને બાર,
આપસ સદાની રોશની—હું
પરવરદેગાર.

— સમાપ્ત —

---

* સર્વવ્યાપક—સઘલી જાનદાર ભલી
રોશનીમા હાજર છે.

આ પુસ્તક શા. ચુનીલાલ
અમીચંદ ઝવેરીએ પોતાના
નટવર પ્રીન્ટીંગ પ્રેસ સેન્
રોડ મધ્યે છાપ્યું છે અને
ધનબાઈ બમનજી વાડીઃ
ચોપાટી મુંબઈમાંથી પ્રગટ કર્યું